(૪૨) નીચેની રકમનો જવાબ લખો.

૧૯૯-૧૮+૩૯-૪૧+૫૨-૭૦+૮૩.

(૪૩) ૩૪થી શરૂ કરી ૯ ઉમેરતા ૨૫૯ સુધી ચાલ્યા જાઓ

(૪૪) દશ દશક એટલે કેટલા? ૨૫ દશક ૬ એકમ એટલે કેટલા? ૧૯ દશક ૮ એકમ એટલે કેટલા?

(૪૫) ૪૬ એકમ કેમ લખાય? ૧ શતક ૯૩ એકમ લખો.

(૪૬) એક ઝાડ પર ૨૩૯ પખી છે તેમા ૩૪ પોપટ ને ૬૬ ચકલી છે. બાકીના કાગડા છે, તો કાગડા કેટલા હશે?

(૪૭) મારી પાસે લીંબુ, દાડમ ને કેળા મળી ૮૫ ફળ છે. તેમાં દાડમ ૯ છે ને કેળા ૩૧ છે તો લીંબુ કેટલા હશે?

(૪૮) ૨ એકમ, ૨ દશક, ૨ શતક અને ૨ શતક, ૨ દશક ૨ એકમ એ બેમા શો તફાવત?

(૪૯) ૧૩૯માંથી ૨૧ બાદ કરી જવાબમા ૨૯ ઉમેરો.

(૫૦) ૧ થી ૧૦ સુધીની સંખ્યાનો સરવાળો કરો



## નાણાંની ધાતનો ઉપયોગ.

(૧) એક પૈસાની પાઈઓ કેટલી? અર્ધા પૈસા કેટલા?

(૨) કેટલી પાઈ હોય તો પૈસો થાય?

(૩) ઢબુ એટલે કેટલા પૈસા? ઢબુની પાઈ કેટલી? અર્ધા પૈસા કેટલા?

(૪) ૩ પૈસાની કેટલી પાઈ થાય ? ૭ પાઈના કેટલા પૈસા થાય ?

(૫) ૩ પૈસાની પાઈમાંથી ઢબુની પાઈ લઈ લઉં તો બાકી કેટલી રહે ?

(૬) એક ઢબુ ને એક પૈસો એના અર્ધા પૈસા કેટલા થાય?

(૭) આની તમે જોઈ છે ? આનીના કેટલા પૈસા ?

(૮) આનીના અર્ધા પૈસા કેટલા ? પાઈ કેટલી ? ઢબુ કેટલા ?

(૯) મારી પાસે એક આનો છે. મે ઢબુના બોર લીધાં તો હવે મારી પાસે શુ રહશે ?

(૧૦) ૭ પાઈમા બીજી કેટલી પાઈ નાખીએ તો આનાની પાઈ થાય ?

(૧૧) ઢબુની પાઈ વધારે કે આનાના અધેલા વધારે ?

(૧૨) એક છોકરા પાસે એક આનો હતો તેણે ૮ પાઈના બોર લીધા તો હવે તેની પાસે કેટલી પાઈ રહી ?

(૧૩) કેટલો પાઈમા ૫ પાઈ નાખીએ તો આની થાય ?

(૧૪) મારી પાસે ૩ પૈસા હતા. તેમાથી અધેલાની મે રેવડી લીધી હવે શુ બાકી રહ્યું ?

(૧૫) બેઆની તમે જોઈ છે ? એની આની કેટલી આવે ?

(૧૬) બેઆનીના પૈસા કેટલા ? પાઈ કેટલી ? અધેલા કેટલા ?

(૧૭) એક બેઆની અને એક આની મળીને કેટલા આના થાય ?

(૧૮) એક બેઆનીમાથી ૪ પેસા શીના આપ્યા તો હવે મારી પાસે શુ રહ્યુ ?

(૧૯) મેં માસ્તર સાહેબને બે આની આપી. તેમણે મારી ફી લઈ છમુ પાછો આપ્યો તો નિશાળની ફી કેટલી થઈ ?

(૨૦) કેટલી બેઆની હોય તો પાવલી થાય ? કેટલી આની હોય તો ?

(૨૧) પાવલીના પૈસા કેટલા ? અડધા પૈસા કેટલા ? પાઈ કેટલી ?

(૨૨) પાવલાના આના કેટલા ? એમાંથી હું બે આના વાપરૂ તો મારી પાસે શુ રહે ?

(૨૩) છગન પાસે એક પાવલી હતી. તેમાંથી તેને બેઆની કેટલી આવશે ? એ બેઆનીમાંથી એક વટાવીએ તો આની કેટલી આવે ?

(૨૪) મારે ત્રણ આના ફી ભરવાની છે. બાપાએ મને પાવલી આપી. તો મારે ઘેર પાછુ શુ લાવવુ ?

(૨૫) ગુણવંતની પાસે પાવલી હતી તેમાથી તેણે બેઆનીની સ્લેટ ને બે પૈસાની પેન લીધી. હવે બાકી શુ રહ્યુ હશે ?

(૨૬) મણીલાલે કહ્યું કે મને ૪ પૈસા મળે તો મારી પાસે પાવલી થાય તો મણીલાલ પાસે શું હશે ?

(૨૭) ચીમનની પાવલી ને રમણની બેઆની મળી કેટલા આના થાય ?

(૨૮) આ મારા હાથમાં શુ છે ? કેટલી પાવલી હોય તો એ આવે ? ( અર્ધો બતાવવો. )

(૨૯) અર્ધા રૂપીઆની બેઆની કેટલી ? આની કેટલી ? આના કેટલા ? પૈસા કેટલા ? પાઈ કેટલી ?

(૩૦) મારી પાસે અર્ધો રૂપીઓ છે. બાપાએ મને બેઆની-ની ખાડ લાવવા કહ્યુ તો પછી મારી પાસે શુ રહેશે?

(૩૧) મારી પાસે અર્ધા રૂપીઆની બેઆની છે. તેમાંથી બેની હું પાવલી લઉં અને બીજી બેની આની લઉં તો મારી પાસે કેટલા સિક્કા થાય?

(૩૨) ૮ આના વધારે કે બે પાવલી? બે પાવલી વધારે કે ૩ બેઆની?

(૩૩) અર્ધા રૂપીઆના પૈસા આપણી પાસે હોય તો તેમાંથી આની કેટલી આવે? બેઆની?

(૩૪) ૩૦ પૈસા વધારે કે અર્ધો રૂપીઓ વધારે? કેટલો વધારે?

(૩૫) એક રૂપીઆના અર્ધા રૂપીઆ કેટલા આવે? પાવ-લી? બેઆની?

(૩૬) રૂપીઆના આના કેટલા? પૈસા? પાઈ?

(૩૭) એક અર્ધો ને બે પાવલી મળીને શું થાય?

(૩૮) મારી પાસે ૩ આની, ૨ બેઆની અને ૨ પાવલી છે. તો રૂપીઆમાં કેટલું ખૂટે?

(૩૯) છ આનામા કેટલી બેઆની નાખીએ તો રૂપીઓ થાય?

(૪૦) રૂપીઆના પતાસાં વધારે આવે કે ૮ બેઆનીના?

(૪૧) મારી પાસે બાર આના છે. મારે ૧ રૂપીઆની ટોપી લેવી છે, તો કેટલા પૈસા ખૂટે?

(૪૨) ૨ આની, ૧ પાવલી, ૮ પૈસામાં શુ નાખીએ તો રૂપીઆની કિંમત થાય?

(૪૩) ૩ પાવલી વધારે કે ૧ રૂપીઓ ? કેટલા પૈસા વધારે? કેટલો પાઈ વધારે ?

(૪૪) મે ૨ આનાની સ્લેટ, ૪ પૈસાની કૉપિબુક, અર્ધા રૂપીઆની ચોપડીઓ લીધા તો બધું મળી મારે કેટલા આના ખર્ચ થયો ?

(૪૫) ત્રણ પાવલાના પૈસા વધારે કે એક અર્ધાના ?

(૪૬) આનાની એક નોટબુક મળે છે તો રૂપીઆની કેટલી આવશે ?

(૪૭) ૧ રૂપીઓ વટાવી પરચુરણ લીધુ. તેમાં અર્ધો, પાવલી, બેઆની, આની, પૈસા, પાઈ એ બધું આવ્યુ તો દરેકની સંખ્યા કેટલી ?



## શેર ને મણની ધાતનો સામાન્ય ઉપયોગ.

(૧) આ મારી પાસે શેનુ કાટલુ છે ? એને પૈસા વડે તોળીએ તો કેટલા પૈસા બરાબર એનુ વજન થાય? ( અધોળી બતાવો ).

(૨) એ અધોળા બરોબર શુ થાય? નવટાંકમાં ટાંક એટલે શુ ? (પૈસાભાર ) એને પૈસા મૂકી તોળીએ તો કેટલા પૈસાભાર થાય ?

(૩) નવટાંકના રૂપીઆભાર કેટલા ? પૈસાભાર કેટલા ?

(૪) બે નવટાંક બરોબરનુ કયુ કાટલુ છે ? શાથી જાણ્યુ?

(૫) પાશેરના અધોળા કેટલાં ? રૂપીઆભાર ? પૈસાભાર?

(૬) મે પાશેર રેવડી લીધી. તેમાથી નવટાક બેનને આપી તો મારી પાસે કેટલી રહી ?

(૭) મે નવટાક કાજુ લીધા અને વળી બીજા ૯ પૈસાભાર લીધા કેટલા થયા ?

(૮) અધોળ દ્રાક્ષ, અધોળ આલુ, ને ૫ રૂપીઆભાર ચારોળી લીધી તો બધુ મળી કેટલુ થયુ ?

(૯) નવટાક સાકર ને ૪ાા પૈસાભાર ઘીમાં, કેટલી બદામ નાખીએ તો પાશેર થાય ?

(૧૦) ૪ાા પૈસાભાર તજ, ૫ રૂપીઆભાર મરી, અને બાકીના લવગ લઈ પાશેર મસાલો બનાવ્યો તો લવગ કેટલા?

(૧૧) પાશેર મેથી ને પાશેર રાઈ ભેગાં કરીએ તો કેટલુ તોલ થાય ?

(૧૨) અચ્છેરના પાશેરા કેટલા ? નવટાકાં ? અધોળા ?

(૧૩) અચ્છેરના પૈસાભાર કહો. રૂપીઆભાર કહો.

(૧૪) અચ્છેર સાકર લઈ તેમાંથી નવટાક નવટાંક આપુ તો કેટલા છોકરાને અપાય ? અધોળ અધોળ આપુ તો ?

(૧૫) પાશેર કોપરૂ ને ૧૮ પૈસાભાર ગોળ મળી કેટલુ થાય ?

(૧૬) મારી પાસે અચ્છેર બરફી હતી. તેમાંથી નવટાંક ઓગળી ગઈ તો હવ કેટલા અધોળ રહી ?

(૧૭) શેરના અચ્છેરા કેટલા ? પાશેરા ? નવટાકાં ? અધોળાં ? રૂપીઆભાર ? પૈસાભાર ?

(૧૮) ૧ અચ્છેર ને ૧ નવટાંક મળી કેટલા રૂપીઆભાર થાય ?

(૧૯) ૩૯ પૈસાભાર વધારે કે ૨૦ રૂપીઆભાર ?

(૨૦) અચ્છેર, પાશેર, ને નવટાંક મળી શેરમાં કેટલું ઓછું રહે ?

(૨૧) મેં મગનને અચ્છેર રેવડી ઉછીની આપી. તેણે મને પાશેરને ૧૨ રૂપીઆભાર પાછી વાળી, તો કેટલી વધારે આવી ?

(૨૨) કેટલા શેર હોય તો મણ થાય ?

(૨૩) મણના અડધા મણ કેટલા ? અડધા મણના શેર કેટલા ?

(૨૪) મણમાંથી દશશેરી કેટલી થાય ? કેટલી દશશેરી હોય તો અડધો મણ થાય ?

(૨૫) અધમણીઓ ને દશશેરી મૂકી ઘી તોળી આપે તો મણમાં કેટલું ઓછું રહે ?

(૨૬) કેટલી પાંચશેરીઓ મૂકી તોળીએ તો મણ થાય ?

(૨૭) અધમણની પાંચશેરી કેટલી ? દશશેરીની કેટલી ?

(૨૮) મણની આગળ પાંચશેરી વાળી લઈ ઘી તોલી આપ્યુ તો કેટલા શેર ઘી આવ્યુ ?

(૨૯) મારી પાસે મણ ને દશશેરીનાં કાટલાં છે. મારે ૩૦ શેર જુવાર શી રીતે તોળવી ?

(૩૦) મણની અઢીશેરી કેટલી ? સવાશેરી ?

(૩૧) કેટલી અઢીશેરી હોય તો અધમણ થાય ? કેટલી હોય તો દશશેરો થાય ?

(૩૨) મણની અઢીશેરી વધારે કે અધમણની સવાશેરી ?

(૩૩) દશશેરી ને પાંચશેરીના કાટલાથી ૨૫ શેર તોળી બતાવો.

(૩૪) એક વેપારી પાસે દશશેરાનુંજ કાટલું છે. મારે ૩૫ શેર ઘઉં લેવા છે. શી રીતે તોલી આપશે ?

(૩૫) ૩ વખત દશશેરાથી અને ૩ વખત અઢીશેરીથી તોળી લઈ મેં મણ ઘીના પૈસા આપ્યા મેં વધારે તોળા આણ્યુ કે ઓછું ?

---

## દાન સુધીના આંકનો ઉપયોગ.

(૧) એક દુ દુ બોલી જાઓ. ઉલટુ બોલી જાઓ.

(૨) ૧×૨=૨ એમા ૧ શાને માટે લખ્યો છે ? ૨ શાને માટે છે ? બીજો ૨ શાને માટે છે ?

(૩) ૨×૨=૪ એમા દરેક અંક શા માટે લખ્યો છે તે કહો.

(૪) પાંચ ચોક ? નવ પંચું ? સાત અઠું ? ચાર છક ?

(૫) કેટલી વાર ૮ લઈએ તો ૪૮ થાય ? કેટલી વાર ૯ લઇએ તો ૭૨ થાય ?

(૬) ૩૬ કરવા માટે ૬ કેટલી વાર લેવા ? ૧૮ કરવા માટે ૨ કેટલી વાર લેવા ? ૩ કેટલી વાર લેવા ?

(૭) ૪ વાર ૮ એટલે કેટલા ? ૬ વાર ૭ એટલે ? ૯ વાર ૮ એટલે ? ૫ વાર ૧૦ એટલે ?

(૮) ૭૨ માં ૮ કેટલી વાર છે ? ૬૩ માં ૭ કેટલી વાર છે ? ૮૧ માં ૯ કેટલી વાર છે ? ૨૪ મા ૬ કેટલી વાર છે ?

(૯) ૨૪ કરવા માટે ૩ કેટલી વાર લેવા? ૪ કેટલી વાર? ૬ કેટલી વાર? ૮ કેટલી વાર?

(૧૦) ૩ વાર ૭ લઈએ તો કેટલા થાય? ૫ વાર ૮ લઈએ તો? ૭ વાર ૪ લઈએ તો? ૮ વાર ૯ લઈએ તો?

(૧૧) ૯ ને નવ ૧૮. ૧૮ ને નવ ૨૭, એમ ૯૦ સુધી બોલો.

(૧૨) ૮૦ માથી ૭ જાય તો ૬૩, ૬૩ માથી ૭ જાય તો ૫૪ રહે એમ ૭ આવતા સુધી બોલો.

(૧૩) ૫૪ ને ૬ કેટલા? ૭૨ માથી ૯ જાય તો કેટલા રહે? ૬૪ માં ૮ નાખીએ તો કેટલા થાય?

(૧૪) ૨ વાર ૪ ને ૮ વાર ૬ મળી કેટલા થાય?

૧૫) છક્કુ એટલે કેટલા? કેટલાં છકડાં કેરી લઈએ તો ૫૪ કેરી થાય

(૧૬) પૈસાની ૩ પેન મળે તો ૪ પૈસાની કેટલી? બે આનાની કેટલી?

(૧૭) પાઈના ૬ બોર મળે તો પૈસાના કેટલાં? ઢબુના કેટલા?

(૧૮) ૫ આનાના પૈસા કેટલા? ઢબુ કેટલા?

(૧૯) આનાના પૈસા કહો. અડધા રૂપીઆના પૈસા કરતા કેટલા વધારે આવે?

(૨૦) રૂપીઆની ૬ ટોપી આવે તો ૮ રૂ. ની કેટલી?

(૨૧) ૭૨ બોર ૮ છોકરાને સરખે ભાગે વહેંચી આપવા હોય તો દરેકને કેટલાં મળે?

(૨૨) ૪ અડધાના આના કેટલા? ૬ બેઆનીના પૈસા કેટલા?

(૨૩) ૭ પાવલીની બેઆની કેટલી? આની કેટલી?

(૨૪) ૬૪ આનીના અડધા રૂપીઆ કેટલા આવે?

(૨૫) ૩ પાવલી, ૨ અડધા, ને ૧ રૂપીઓ એના આના કેટલા ?

(૨૬) છોકરા દીઠ ૮ પેંડા આપીએ તો ૪૮ પેંડામાથી કેટલા છોકરાને અપાય ?

(૨૭) ૬ આનાના પૈસા ૮ છોકરાને સરખે ભાગે વહેંચી આપો. દરેકને શુ મળશે ?

(૨૮) દરેક છોકરાની ૬ આના ફી છે તો ૯ છોકરાની ફી કેટલા આના થશે ?

(૨૯) ૭ આના વધારે કે ૩૦ પૈસા ? ૩ પાવલી વધારે ૨ અર્ધા ?

(૩૦) મેં પાવલાની પાઈઓ લીધી ને ભિખારી દીઠ ૬ છ આપવા માડી, કેટલા ભિખારીને પહોચશે ?

(૩૧) મારી પાસે પૈસા છે ૮ ને ભિખારી છે ૬ કેવી રીતે વહેચી આપવા ?

(૩૨) ૯ રૂપીઆના પાવલા કેટલા ? બેઆની કેટલી ?

(૩૩) છોકરા દીઠ ૪ ચાર બોર આપતા ૯ છોકરાને અપાતાં ૩ બોર વધ્યા તો બોર કેટલા ?

(૩૪) માણુસ દીઠ ૯ નવ પતાસા આપવા છે મારી પાસે ૮૦ પતાસા હોય તો ૯ માણુસને આપતા કેટલા ખૂટશે ?

(૩૫) આઠ આઠ છોકરાની આઠ હાર થતાં ૧ છોકરો વધ્યો, તો નિશાળમા છોકરા કેટલા ?

(૩૬) કેટલા ચોક ૨૦ ? કેટલા દૂ ૨૦ ? કેટલા પચુ ૨૦ ? કેટલા દાન વીસ ?

(૩૭) દાન સુધીમાં જે જે પલાખામા ૨૪ આવતા હોય તે બોલી જાઓ.

(૩૮) ૪ મણુના દશશેરા કેટલા ? પાંચશેરી કેટલી ?

(૩૯) ૮ મણુના અધમણીઆ કેટલા? ૬ શેરના અચ્છેરા કેટલા?

(૪૦) ૭ શેરનાં નવટાંક કેટલા? ૭ પાશેરનાં કેટલા?

(૪૧) ૮ પાશેર તે કેટલા અચ્છેર? ૮ શેર તે કેટલાં નવટાંક?

(૪૨) ૪ શેર પેંડા લાવી દરેક છોકરાને પા પા શેર વહેંચી આપ્યા. કેટલા છોકરાને પહોંચશે? (વજનમા)

(૪૩) ૭૨ નવટાંક ખાંડ તે કેટલા શેર થઈ? ૩૨ પાશેર તે કેટલા શેર?

(૪૪) પાચશેરીનાં નવટાકાં કરો.

(૪૫) મણુ ખાંડના ૮ સરખા ભાગ પાડીએ તો દરેક કેવડો થાય?

(૪૬) શેર ખાંડના ૮ પૈસા બેસે તો ૫ શેરનુ શુ?

(૪૭) દશ શેર ઘીના ૫ રૂપીઆ બેઠા તો મણુનુ શું બેસે

(૪૮) મણુના ૩૨ રૂપીઆ હોય તો પાંચ શેરનુ શુ પડશે?

(૪૯) શેરનો ૦ાા રૂપીઓ તો નવટાંકનુ શુ?

(૫૦) નવટાકના ૨ આના તો શેર કેમ પડ્યુ?

---

## ત્રીસા સુધીના આંકનો ઉપયોગ.

(૧) ૯ ને નવ ૧૮, ૧૮ ને નવ ૨૭, ૨૭ ને નવ ૩૬ એમ ૨૭૦ આવતા સુધી બોલી જાઓ. એથી ઉલટું બોલો.

(૨) બાર નવું? સત્તર છક? ઓગણીસ પંચું? ત્રેત્રીસ અઠ્ઠું? સત્તાવીસ ચોક, ઓગણત્રીસ સત્તુ?

(૩) ૧૭ ને સત્તર ૩૪, ૩૪ ને સત્તર ૫૧ એમ ૧૫૩ સુધી બોલો. એથી ઉલટુ બોલો.

(૪) પૈસાની આઠ પેન મળે તો ૨૩ પૈસાની કેટલી આવે? ૨૯ પૈસાની? ૧૮ પૈસાની? ૨૮ પૈસાની? ૧૭ પૈસાની?

(૫) ૨૪૩ લીંબુ કેટલા છોકરાને વહેંચી આપીએ તો દરેકને ભાગ ૯ નવ આવે? લીંબુ ૧૪૪ હોય તો? ૧૬૨ હોય તો? ૨૬૧ હોય તો?

(૬) ૨૪ ચોવીસ છોકરાની ૮ હાર થઈ અને ૩ છોકરા વધ્યા તો નિશાળમા વિદ્યાર્થી કેટલા? ૯ હાર થતા ૯ ઘટયા હોય તો કેટલા વિદ્યાર્થી હોય?

(૭) ૮ આનાની પાઈ કેટલી? ૬ આનાની? ૯ આનાની?

(૮) ૭ રૂપીઆના આના કેટલા? ૯ રૂપીઆના? ૩ રૂપીઆના? ૧૦ રૂપીઆના?

(૯) ૯ આનાની પાઈ ૧૮ ભિખારીને વહેચી આપીએ તો દરેકને ભાગ કેટલી આવે?

(૧૦) ૨૪ ભિખારીમાંના દરેકને ૮ આઠ પાઈ આપતાં ૧૨ પાઈ વધી તો મારી પાસે શું હશે?

(૧૧) કેટલી વાર ૨૮ લઈએ તો ૨૨૪ થાય? કેટલી વાર ૬ લઇએ તો ૧૨૪ થાય? કેટલીવાર ૭ લઈએ તો ૧૬૧ થાય?

(૧૨) ૧૯ વાર ૮ એટલે કેટલા? ૨૭ વાર ૫ એટલે કેટલા?

(૧૩) ૯ બેઆનીની પાઈ કેટલી? ૧૨૦ પાઈમાંથી કેટલી બેઆની આવે?

(૧૪) ૨૮ રૂપીઆની પાવલી કેટલી? બેઆની કેટલી?

(૧૫) ૨૦૦ બેઆનીના રૂપીઆ કેટલા ? ૧૨૮ આનીના રૂપીઆ ?

(૧૬) ૭૨ પાવલી વધારે કે ૧૩૬ બેઆની ?

(૧૭) ૫૦ મણના અધમણીઆ કેટલા ? દશશેરા ? પાચશેરી ?

(૧૮) ૮ મણની અઢીશેરી કેટલી ? ૨૩ મણની પાચશેરી ?

(૧૯) ઘી ૨૧૬ વખત પાચશેરીથી તોળ્યુ તો કેટલા મણ થયું ?

(૨૦) ૮ વખત દશશેરાથી અને ૩ વખત અઢીશેરીથી તોળીએ તો એકદર વજન કેટલુ થાય ?

(૨૧) ૧૬ ઘોડામાના દરેકને રોજ ૫ શેર ચંદી ચઢાવીએ તો મહિનાની કેટલા મણ ચદી વરે ?

(૨૨) ઘોડા દીઠ ૪ શેર ચંદી આપતા એક રાજાને ત્યા રોજની ૩ મણ ચંદી ખપે છે તો ઘોડા કેટલા ?

(૨૩) ગાય રોજ ૨ાા શેરે કપાસીઆ ખાય અને ભેસ રોજ ૫ શેર ખાય તો ૮ ગાય ને ૮ ભેંસને મળી રોજની કેટલા મણ જોઈએ ?

(૨૪) મારે ૬ મણ ડાગર તોળવી છે. કાટલુ ફક્ત પાચ-શેરીનુ છે તો કેટલી વખત તોળવુ પડશે ? ને ૧૯૨ વખત તોળવુ પડે તો ડાંગર કેટલી ?

(૨૫) મારે ૩૮ શેર ઘી તોળવું છે. મારી પાસે મણીઓને બશેરીના કાટલા છે. એકી ધારણે કેવી રીતે તોળવુ ?

(૨૬) મણના ૨૪ રૂ. કિંમત હોય તો ૮ મણનુ શુ ?

(૨૭) મેં ૨૫૨ રૂ. નુ ૨૯ મણ ઘી લીધુ, મણ કેમ પડયુ ?

(૨૮) ૧૪ આનાનુ પાચ શેર તો મણનુ શું ?

(૨૯) આનાનાં ૭ કેળાં મળે તો રૂપીઆનાં કેટલાં આવે ?

(૩૦) રૂપીઆનું ૨॥ શેર ઘી મળે તો મણુ કેમ પડયુ ?

(૩૧) ૪ રૂપીઆની ૮ ટોપી આપી તો દરેક ટોપી કેમ પડી ?

(૩૨) જે જે પલાખામા ૩૬ આવતા હોય તે બધા બોલી-જાઓ

(૩૩) ૮ પૈસાની ૧૯૨ ટીકડી આવી તો પૈસાની કેટલી પડી ?

(૩૪) ૨ આનાની એક ચોપડી તો ૨૨૪ પૈસામા કેટલી આવે ?

(૩૫) મેં ૬ પૈસાની એક લેખે ૧૮ નોટબુક લીધી, અને પૈસાની ૪ પ્રમાણે ૧૦૪ પેન લીધી તો કુલ કેટલા પૈસા ખર્ચ થયુ હશે ?

(૩૬) ૯ રૂ. ની આની લઈ દરેક છોકરાને એકેકી આપતાં ૩ આની વધી તો છોકરા કેટલા ?
એ રૂ ૧૮ છોકરાને સરખે ભાગે વહેંચીએ તો દરેકને શુ મળે ?

(૩૭) મારી પાસે ૧૫ શેર ચણા છે. દરેક ભિખારીને નવટાક નવટાક આપતા કેટલાને અપાય ? અને ૬૦ ભિખા-રીને તે ચણા પોહોચાડવા હોય તો દરેકને કેટકેટલા આપવા ?

(૩૮) આનાનાં ૮ લેખે રૂપીઆનાં લીબુ વધારે આવે કે બેઆનીના ૧૫ લેખે વધારે આવે ?

(૩૯) મણ પતાસાં ૩૦ છોકરાને વહેંચી આપીએ તો દરે-કને કેટલા આવે ?

(૪૦) મેં ૦॥॥ મણ બરફીના ૦॥ અડધા શેરનાં પડીકાં વાળ્યા પછી નિશાળમા વહેંચતા ૨ પડીકા ખુટયાં તો નિશા-ળમા છોકરા કેટલા હશે ?

---

# અર્ધાના આંકનો ઉપયોગ.

(૧) એક લીંબુના બે સરખા ભાગ કરીએ તો દરેક કેટલો કહેવાય ? કેટલા અર્ધા ભાગ હોય તો એક આખું થાય ?

(૨) એક ને અર્ધા ? બે ને અર્ધા ? ત્રણ ને અર્ધા ?

(૩) ૦॥, ૧, ૧॥, ૨, ૨॥, ૩, ૩॥, ૪ એમ ૨૦ આવતા સુધી બોલો

(૪) અર્ધો લાડુ તે આખાનો કેટલામો ભાગ કહેવાય ?

(૫) મારી પાસે બે આખાને એક અર્ધી પેન છે તો બધી મળી કેટલી થઈ ?

(૬) ૨૯ જામફળના અર્ધા જામફળ જેવા કેટલા ભાગ થાય ? ૪૫ ના કેટલા થાય ? ૭૨ ના કેટલા થાય ? ૮૯ ના ?

(૭) એક રૂપીઆના અર્ધા રૂપીઆ કેટલા ? ૩૮ અર્ધાના રૂપીઆ કેટલા ? ૮૪ અર્ધાના ? ૯૬ અર્ધાના ?

(૮) ૭૩ અર્ધામાથી આખા રૂપીઆ કેટલા આવે ? ૭૯ માંથી ૯૩ માથી ?

(૯) મારી પાસે ૨૩ પેન છે. દરેક છોકરાને ૦॥ અર્ધી આપુ તો કેટલા છોકરાને પહોંચે ?

(૧૦) એક ટોપીનો અર્ધો રૂપીઓ બેસે તો ૬૭ ટોપીનું શુ ?

(૧૧) ૧૯ આનાના અર્ધા આના કેટલા ? ૫૬ બેઆનીની પાવલી કેટલી ? ૮૪ અર્ધાના રૂપીઆ કેટલા ?

(૧૨) છોકરા દીઠ ૦॥ શેર પતાસાં આપીએ તો મણ પતાસાં કેટલા છોકરાને પહોચે ?

(૧૩) કેટલા અર્ધે ૨૪॥ ? કેટલા અર્ધે ૪૭ ? કેટલા અર્ધે ૩૭॥ ?

(૧૪) મણના અધમણીઆ કેટલા ? અધમણ પેંડા ૪૦ છોકરાને સરખે ભાગે વહેંચી આપો.

(૧૫) એક નિશાળની મહિનાની ફી ૦॥ રૂ. છે. કુલ ફી રૂ. ૧૮॥ આવી તો ભણનાર કેટલા ?

(૧૬) ૧૯ મણના અધમણીઆ કેટલા ? ૩૮ અધમણીઆ ડાંગર તે કેટલા મણ કહેવાય ? અધમણના શેર કેટલા ?

(૧૭) ૩૮ વખત દશશેરીથી તોળાય એટલા ચોખા છે. જો તેને અધમણીઆથી તોળીએ તો કેટલી વખત તોળાય ?

(૧૮) ૨૯॥ શેર ઘીમાં કેટલું નાખીએ તો મણ થાય ? કેટલુ કાઢી લઈએ તો મણમા શેર ઓછુ થાય ?

(૧૯) ૧૪ આખા લાડુ છે અને ૭ અર્ધા લાડુ છે. બધા મળી કેટલા થયા ?

(૨૦) ૮૬ સવાશેરી તે કેટલી પાચશેરીની બરાબર છે ? કેટલી દશશેરીની બરાબર છે ? કેટલા અધમણીઆની બરાબર છે ? કેટલા મણની બરાબર છે ?

(૨૧) મેં ૧૯ દિવસ સુધી રોજ બ્રાહ્મણને ૦॥ અચ્છેર લોટ આપ્યો તો એકંદર કેટલો અપાયો ?

(૨૨) એક વાસણમા ૨ મણ દૂધ છે. દરેક છોકરાને ૦॥ અચ્છેર પાઈએ તો કેટલા છોકરાને પહોચે ?

(૨૩) ૭૨ આની તે કેટલી બેઆની બરોબર ? કેટલા અધો બરોબર ?

(૨૪) રૂ. ૦॥ ની શેર ચા મળે તો અધમણનુ શુ આપવું પડશે ?

## પાયાના આંકનો ઉપયોગ.

(૧) એક કાગળના ૪ સરખા ભાગ કરીએ તો દરેક કેટલો કહેવાય?

(૨) કેટલા ૦। ભાગ હોય તો એક આખું થાય?

(૩) ૦। મા ૦। નાખીએ તો કેટલા થાય? અર્ધા લીંબુના બે ભાગ કરીએ તો દરેક ભાગ કેટલો કહેવાય?

(૪) ૦॥ ને ૦। કેટલા? એકમાં ૦। ભાગ ઓછો તે કેટલો કહેવાય?

(૫) ૧ ને ૦।? ૧। ને ૦।? ૧॥ ને ૦।? એમા ૦। ઓછો લખી બતાવો.

(૬) પોણા ત્રણ એટલે કેટલા? પોણા ચાર એટલે? પોણા પદર એટલે?

(૭) ૧૫॥।, ૧૮॥।, ૨૦।, ૧૪॥, ૬॥, ૨।, ૩॥।, ૨૧॥। ૨૩॥, ૧૨।, ૧૦॥। એ સંખ્યા વાચી બતાવો

(૮) ૦।, ૦॥, ૦॥।, ૧, ૧।, ૧॥, ૧॥।, ૨ એમ ૨૫ સુધી બોલી જાઓ, ઉલટુ બોલી જાઓ

(૯) બે લીંબુમાથી ૦। લીંબુ લઈ લઉં તો કેટલા રહે? ૪ માથી લઉં તો? ૮ માથી લઉં તો?

(૧૦) ૦। લાડુ તે ૦॥ નો કેટલામો ભાગ? આખાનો?

(૧૧) મારી પાસે ૧૬ પાવલી છે તેના રૂપીઆ કેટલા આવે?

(૧૨) ૩૬ પાવલી એટલે કેટલા રૂપીઆ? ૭૪ એટલે?

(૧૩) રૂપીઆના ૦। રૂપીઆ કેટલા? ૮૪ પા રૂપીઆ એટલે કેટલા આખા રૂપીઆ?

(૧૪) મણના ૦। મણીઆ કેટલા? દશશેરી કેટલી? ૦। મણીઆના શેર કેટલા? ૦। મણીઓ વધારે કે દશશેરી?

(૧૫) ૨૩ રૂપીઆની પાવલી કેટલી? ૨૯ રૂ. ની? ૯૬ પાવલીના રૂ. કેટલા? ૬૪ પાવલીના?

(૧૬) છોકરા દીઠ ૦। શેર પતાસાં આપીએ તો ૪૪ છોકરાને આપવા કેટલાં પતાસાં જોઈએ ?

(૧૭) દરેક છોકરીને ૦। શેર પેંડા આપીએ તો ૦॥ મણ પેંડામાંથી કેટલી છોકરીને અપાશે ?

(૧૮) મારી પાસે ૧૯ જામફળ છે. દરેક છોકરાને ૦। પા આપુ તો કેટલા છોકરાને પહોંચશે ?

(૧૯) એક ટોપીનો ૦। રૂ. પડે તો ૬૮ ટોપીનુ શુ પડશે ?

(૨૦) ૧૩॥ શેર સાકરમાંથી ૩ જણને ૦। પા શેર આપી. તો હવે કેટલી રહી ?

(૨૧) એક વર્ગની મહિનાની ફી ૩ ૦। છે, માસ્તર પાસે કુલ ફી ૯। રૂપીઆ આવી તો છોકરા કેટલા ?

(૨૨) ૮૬ દશશેરા ડાગર હોય તો કેટલા મણ કહેવાય ?

(૨૩) ૫ આખા લાડુ, ૭ અર્ધા લાડુ, ૨૪ પા લાડુ મળી કેટલા લાડુ થાય ?

(૨૪) ૭૬ વખત દશશેરાથી તોળવાને બદલે મણીઆથી કેટલી વખત તોળવુ પડે ?

(૨૫) શેરનો રૂ. ૦। બેસે તો મણનુ શુ ? અધમણનુ શુ ?

(૨૬) બરફી રૂપીઆની ૪ શેર મળે છે તો ૦। રૂ. ની કેટલી આવશે ?

(૨૭) છોકરા દીઠ ૦। શેર દૂધ પાઈએ તો ૪૦ છોકરાને પાવા કેટલા મણ દૂધ જોઇએ ?

(૨૮) ૬ આખા ને ૧૪ પા મળી કેટલા થાય ?

(૨૯) ૨॥ શેર ઘીમાથી ૦॥ શે. બ્રાહ્મણને આપ્યુ, ને ૦। શેર ઘરમાં વપરાયુ હવે કેટલુ રહ્યુ ?

(૩૦) ૦। પા રૂપીઓ રોજ બચાવતાં ૭૫ રૂ. કેટલા દિવસે બચશે ?

---

## પોણાના આંકનો ઉપયોગ.

(૧) પોણું એટલે કેટલુ? એકમાં કેટલુ ઓછુ?
(૨) કેટલી વાર ०। લઈએ તો ०॥। થાય?
(૩) ०॥। માં શુ ઉમેરીએ તો ૧ થાય? ०॥ માં શું ઉમેરીએ તો ०॥। થાય?
(૪) ૧ ને ०॥।? ૨ ને ०॥।? ૮ ને ०॥।? ૧૬ ને ०॥।?
(૫) ૧૮॥। એટલે કેટલા? ૨૪॥। એટલે? ૩૪॥। એટલે?
(૬) ०॥।, ૧॥।, ૨।, ૩ એમ સપાટાબંધ ૭૫ સુધી બોલો. ઉલટુ બોલો
(૭) ૭॥ રૂપીઆમાથી ०॥। રૂ. વાપરૂ તો બાકી કેટલા રૂપીઆ રહે? રૂ. ૧૪ માંથી ०॥। રૂ. વાપરૂ તો? ૧૮। માથી વાપરૂં તો?
(૮) ૯ રૂપીઆના પોણા રૂપીઆ કેટલા? દરેક છોકરાને ०॥। લાડુ આપીએ તો ૨૮ છોકરાને આપવા કેટલા લાડુ જોઈએ?
(૯) ૫૩×०॥।? ૭૫×०॥।? ૮૪×०॥।? કેટલા પોણે ૧૭।? કેટલા પોણે ૪૬॥।? કેટલા પોણે ૬૫।?
(૧૦) મણના શેર કેટલા? પોણો મણના કેટલા?
(૧૧) પાંચશેરીના કાટલા વડે ०॥। મણ ઘી તોળવા માટે કેટલી વાર તોળવું પડે?
(૧૨) છોકરા દીઠ રૂ. ०॥। ખર્ચ થાય તો ૬૮ છોકરાને જમાડતાં કેટલો ખર્ચ થાય? રૂ. ૬૦ માં કેટલા છોકરા જમાડાય?
(૧૩) મણ ઘીમાથી ૭ વખત ०॥। પોણો શેર કાઢીએં તો બાકી કેટલું રહે?
(૧૪) એક ટોપીનો રૂ. ०॥। પડે તો ૪૭ ટોપીનુ શું પડે?
(૧૫) એક રાજાએ બ્રાહ્મણ દીઠ રૂ. ०॥। પોણો, દક્ષિણા

આપી. ૨૦૦ બ્રાહ્મણને આપતાં કેટલા રૂ. ખર્ચ થયો હશે?

(૧૬) છોકરા દીઠ ૦ાા શેર પતાસા આપીએ તો ૪૦ છોકરાને આપવા કેટલા મણ પતાસા જોઈએ?

(૧૭) શેરનો રૂ. ૦ાા બેસે તો મણનું શુ પડે?

(૧૮) ૧૮ પોણોશેરીઆ ભરીને દૂધ લીધુ તેમાંથી ૦ાા શેર ઢળી ગયુ તો હવે કેટલું રહ્યુ?

(૧૯) રોજનો રૂ. ૦ાા ખર્ચ કરીએ તો ૬૦ રૂ. કેટલા દિવસ પહોચે?

(૨૦) ૦ાા રૂ. ના કાગળ લીધા ને રૂ. ૦ાા ની એક ચોપડી લીધી કુલ ખર્ચ કેટલુ થયુ?

(૨૧) એક માણસે ૨ાા શેર દૂધ લઈ તેમા ૦ાા શેર પાણી રેડ્યુ, પછી આનાનુ શેર લેખે વેચ્યુ તો શુ ઉપજશે?

(૨૨) ૩૯ા શેરમા કેટલુ ઘી નાખીએ તો પૂરૂ મણ થાય?

(૨૩) એક ટોપી ૧ાા રૂ લઈને રૂ ૨ા એ વેચી મારી તો કેટલો ફાયદો થયો?

(૨૪) ૩ દશશેરા ૫ અધમણીઆ ને ૨ પોણોમણીઆ ઘા મારા ઘરમા છે. કુલ કેટલુ થયુ?

(૨૫) એક માણસ મારી પાસે રૂ. ૫ા માગતો હતો, મેં તેને ૫ અડધા ને ૫ પાવલી આપ્યાં, તો હવે તે શુ માગે?

(૨૬) ૮૪ માણસો ૦ાા પોણો રૂ. કાઢે તો કુલ કેટલા રૂપીઆ થાય?

(૨૭) રૂ. ૭ાા દશ માણસ વચ્ચે વહેંચી આપીએ તો દરેકને ભાગ શુ આવશે?

(૨૮) પાવલાનુ ૦ાા શેર તેલ મળે છે. મારે ૧૨ શેર લેવું હોય તો શો ખર્ચ થાય?

---

## સવાયાના આંકનો ઉપયોગ.

(૧) સવા એટલે કેટલુ? સવા કાગળ લેવો હોય તો કેવી રીતે લેવો?

(૨) ૧ાા માં શુ ઉમેરીએ તો ૨ થાય? કેટલી વાર ૦ા લઈએ તો સવા થાય?

(૩) ૧ા, ૨ાા, ૩ાા, ૫, એમ ૧૨૫ આવતા સુધી બોલી જાઓ. ઉલટું બોલો.

(૪) ૬ાા ને ૧ા કેટલા? ૧૩ાા ને ૧ા? ૨૪ા ને ૧ા? ૩૭ાા ને ૧ા? ૭૨ ને ૧ા? ૮૪ાા ને ૧ા?

(૫) ૬ માંથી ૧ા લઉં તો કેટલા રહે? ૧૨ા માંથી ૧ા લઉં તો? ૧૭ા માંથી ૧ા લઉં તો? ૨૮ાા માંથી ૧ા લઉ તો? ૭૫ માંથી ૧ા લઉં તો?

(૬) એક ચોપડી નો રૂ. ૧ા બેસે તો ૧૮ ચોપડીનું શુ? ૪૨ નુ? ૬૮ નુ? ૭૪ નું? ૯૧ નુ? ૯૭ નુ? ૨૦૦ નુ?

(૭) માણુસ દીઠ રૂ. ૧ા ખરચ આવે તો ૭૮ માણુસ જમાડતાં કેટલો ખર્ચ થાય?

(૮) દરેક છોકરાને રૂ. ૦)ના નાં પતાસાં આપીએ તો ૪૮ છોકરાને પતાસાં વહેંચતાં કેટલા રૂપીઆ ખર્ચ થાય?

(૯) સવા આને એક શેરડીનો સાંઠો મળે છે. તો એવા ૭૨ લેતાં કેટલા રૂપીઆ ખર્ચ થાય?

(૧૦) ૪૦) રૂપીઆમાંથી ૧ા સવા રૂપીઆ જેવડા કેટલા ભાગ પડે?

(૧૧) મારી પાસે રૂ. ૫૩ાા છે. રોજ રૂ. ૧ા ખરચ કરૂં તો કેટલા દિવસે તે થઈ રહે?

(૧૨) રૂ. ૭૫) ને ૬૦ છોકરા વચ્ચે સરખે ભાગે વહેંચીએ તો દરેકને શુ મળશે ?

(૧૩) કેટલી વાર ૧I લઈએ તો ૭૮III થાય ? કેટલી વારે ૯૬I થાય ? કેટલી વારે ૧૧૧I થાય ?

(૧૪) ૧૭ વાર ૧I એટલે કેટલા ? ૩૫ વાર ૧I એટલે ? ૪૨ વાર ૧I એટલે ? ૮૩ વાર ૧I એટલે ?

(૧૫) એક શેરના ૧I રૂપીઆ ભાર કેટલા થાય ?

(૧૬) મણુની સવાશેરી કેટલી થાય ?

(૧૭) સવાશેરીના કાટલા વડે અધમણુ ઘી તોલવું હોય તો કેટલી વાર તોલવું પડે ?

(૧૮) મણુ ઘીમાથી ૨૨ વખત ૧I શેર ઘી કાઢી લઈએ તો બાકી કેટલું રહે ?

(૧૯) એક ટોપીનો રૂ. ૧I બેસે છે. મારે ૯૦ છોકરાની નિશાળમાં છોકરા દીઠ એક ટોપી ઇનામમાં આપવી હોય તો કેટલા રૂપીઆ ખર્ચ થાય ?

(૨૦) શેરનો રૂ. ૧I બેસે તો મણુનું શુ બેસે ?

(૨૧) મણુના રૂ. ૨II બેસે તો શેરનું શુ પડયુ ?

(૨૨) ૩૨ સવાશેરા ભરી દૂધ લીધુ. તેમાંથી ૧૫ શેર ઢળી ગયુ. બાકીના દૂધની એક આને શેર લેખે શી કિંમત થાય ?

(૨૩) ૩૮III શેર ઘીમાં કેટલું નાખીએ તો પૂરૂ મણુ થાય ?

(૨૪) ૪૦) આનાની એક છત્રી લઈ રૂ. ૩II થી વેચી મારી, શો નફો થયો ?

(૨૫) મારા ઘરમાં ત્રણ વાસણુમાં તેલ ભરેલું છે. એકમા દશ શેર, બીજામાં ૦III મણુ, અને ત્રીજામાં ૧I મણુ છે. કુલ કેટલું થયું ?

(૨૬) રોજ ૧ા રૂપીઆભાર ઘી આપીએ તો ૨૬૦ છોક-
રાને જમાડતા રોજ કેટલુ ઘી વરે ?

(૨૭) રૂ. ૧ા ના આના કેટલા ? પાવલી કેટલી ? બેઆની ?
ઢબુ ? પૈસા ?

(૨૮) પાઈનુ સવાશેર તો પૈસાનુ કેટલુ ?

(૨૯) રૂ. ૦)= નુ સવા શેર તો મણનુ શુ ?

(૩૦) ૮ પૈસાનુ ૧૦ શેર તો ૩૨ પૈસાનુ કેટલુ આવે ?

## દોઢાના આંકનો ઉપયોગ.

(૧) દોઢ એટલે કેટલુ ? દોઢ લીધુ લેવુ હોય તો શી રીતે
લેવાય ?

(૨) કેટલી વાર ૦ા લઈએ તો ૧ા થાય ? કેટલી વાર
૦ા લઈએ તો ૧ા થાય ? કેટલી વાર ૦ાા લઈએ
તો ૧ા થાય ?

(૩) ૧ા માં શુ ઉમેરીએ તો ૧ા થાય ? ૨ માંથી શુ
બાદ કરીએ તો ૧ા રહે ?

(૪) ૧ા, ૩, ૪ા, ૬ એમ ૧૫૦ સુધી બોલો. ઉલટુ બોલો.

(૫) ૭ ને ૧ા કેટલા ? ૧૬ા ને ૧ા કેટલા ? ૪૭ા ને ૧ા
કેટલા ? ૧ા ને ૧ા કેટલા ? ૧૪ાા ને ૧ા ?

(૬) ૧૫ માંથી ૧ા લઈએ તો શુ રહે ? ૭ાા માંથી
૧ા લઈએ તો ? ૧૯ માંથી ૧ા લઈએ તો ? ૪૭ા
માંથી ૧ા લઈએ તો ? ૨૮ાા માંથી ૧ા લઈએ તો ?

(૭) એક ટોપીનો રૂ. ૧ા બેસે તો ૧૯ ટોપીનુ શુ બેસે ?
૩૪ નુ ? ૬૭ નુ ? ૮૪ નુ ? ૯૪ નું ? ૧૦૦ નુ ?

(૮) ૬૨૬ છોકરાંને મહિને રૂ. ૧ા ફી ભરવી પડે તો ૭૦
છોકરાની ફી કેટલા થાય ?

(૯) એક છોકરાની ટિકિટનો રૂ. ૦)ના થાય તો ૮૫ છોકરાને મુસાફરી કરવા લઈ જતા ગાડી ભાડાનો શો ખર્ચ થાય ?

(૧૦) દરેક છોકરાને રૂ. ૦)ના ની એકેક સ્લેટ આપીએ ૩૨ છોકરાને સ્લેટો આપતાં કેટલા રૂપીઆ ખર્ચ થાય ?

(૧૧) રૂ. ૧૨૬) માંથી રૂ. ૧॥ દોઢ જેવડા કેટલા ભાગ થાય ?

(૧૨) રૂ. ૯૦) થી ૬૦ માણસ જમાડાયાં તો માણસ દીઠ શો ખર્ચ થયો ?

(૧૩) કેટલુંક ઘી હતું. તેમા ૧॥ શેર નાખ્યુ તો બરોબર મણ થઈ રહ્યુ તો પહેલા કેટલુ ઘી હશે ?

(૧૪) કેટલી વાર ૧॥ લઈએ તો ૯૧॥ થાય ? કેટલી વારે ૧૩૨ થાય ?

(૧૫) ૩૨ વાર ૧॥ એટલે કેટલા ? ૬૭ વાર ૧॥ એટલે ?

(૧૬) એક રૂપીઆ ભારનો રૂ. ૧॥ પડે તો શેરનુ શુ પડે ?

(૧૭) શેરનો રૂ. ૧॥ પડે તો મણનું શું ?

(૧૮) ૧॥ પૈસાનુ પેસાભાર તો શેર કેમ પડયુ ?

(૧૯) ૧॥ રૂપીઆના આના કેટલા ? પાવલી ? બેઆની ? ઢબુ ? પૈસા ?

(૨૦) મણ ઘીમાંથી ૨૭ વાર ૧॥ શેર કાઢી લેવાય ? કેટલું વધે ઘટે ?

(૨૧) મણના રૂ. ૩॥ બેઠા તો શેરનું શું પડશે ?

(૨૨) એક રૂપીઆનુ ૧॥ શેર ઘી મળે તો ૧૮ રૂપીઆનું કેટલુ આવે ? ૦॥ મણ માય એવડું વાસણ ભરવા માટે કેટલા રૂપીઆનું લેવુ ?

(૨૩) એક નિશાળની બોર્ડિંગમા સાંજે રોજ છોકરા દીઠ

૧ા રૂપીઆભાર ઘી અપાય છે. જો ભણનારા છોકરા ૩૬૦ હોય તો રોજ સાંજે કેટલા શેર ઘી જોઈએ ?

(૨૪) ૮ પૈસાનુ ૧૨ શેર તો પૈસાનુ કેટલુ ?

(૨૫) ૪ પૈસાનુ ૬ શેર તો ૯ પૈસાનુ કેટલુ ?

(૨૬) ૨૭ પૈસાનું ૪૦ાા શેર તો ૭૨ પૈસાનુ કેટલુ ?

(૨૭) અડધા પૈસાનુ સવાશેર તો પૈસાનુ કેટલું ?

(૨૮) ૧૬ પૈસાનું ૨૪ શેર તો રૂપીઆનું કેટલુ ?



## અઢીઆના આંકનો ઉપયોગ.

(૧) અઢી એટલે કેટલા ? અઢી પેન કેવી રીતે લેવાય ?

(૨) ૧ાા માં શુ ઉમેરીએ તો ૨ાા થાય ?

(૩) કેટલી વાર સવા લઈએ તો ૨ાા થાય ?
કેટલી વાર ૦ાા લઈએ તો ૨ાા થાય ? ૦ા કેટલી વાર લઈએ તો ?

(૪) ૨ાા, ૫, ૭ાા, ૧૦, ૧૨ાા, ૧૫ એમ ૨૫૦ સુધી બોલતા ચાલ્યા જાઓ. એથી ઉલટું બોલો.

(૫) ૭ાા ને ૨ાા કેટલા ? ૨૦ ને ૨ાા કેટલા ?
૨૭ાા ને ૨ાા કેટલા ? ૧૮ા ને ૨ાા કેટલા ? ૨૪ાા ને ૨ાા કેટલા ?

(૬) ૧૦૦ માંથી ૨ાા લઉં તો કેટલા રહે ? ૧૯૭ાા માંથી ૨ાા લઉં તો ? ૯૨ માંથી ૨ાા લઉં તો ?

(૭) એક ટોપીના રૂ. ૨ાા બેસે તો ૧૫ નુ શું ? ૩૨ નું ? ૪૫ નુ ? ૫૭ નું ? ૬૪ નું ? ૮૪ નું ? ૯૫ નુ ?

(૮) માણસ દીઠ ૨ાા લાડુ આપીએ તો ૮૦ માણસને આપવા કેટલા લાડુ જોઈએ ?

(૯) ૧૨૫) રૂ. માંથી ૨ા અઢી રૂપીઆ જેવડા કેટલા ભાગ થાય? ૧૩૯) માંથી કેટલા થાય? કેટલા વધે?

(૧૦) ૨ા આને એક સ્લેટ મળે તો ૩૭ સ્લેટના કેટલા આના પડે? ૬૪ સ્લેટના કેટલા રૂપીઆ પડે?

(૧૧) ૨૫૦ પેન ૧૦૦ છોકરા વચ્ચે વહેંચી આપીએ તો દરેકને ભાગ કેટલી આવે?

(૧૨) કેટલી વાર ૨ા લઈએ તો ૭૫ થાય? કેટલી વારે ૧૦૭ાા થાય? કેટલી વારે ૨૧૨ા થાય?

(૧૩) ૩૪ વાર ૨ા એટલે કેટલા? ૪૫ વાર ૨ા એટલે? ૬૭ વાર ૨ા એટલે? ૯૪ વાર ૨ા એટલે?

(૧૪) શેરમાંથી ૨ા રૂપીઆભાર જેવડા કેટલા ભાગ પડે?

(૧૫) મણની અઢીશેરી કેટલી?

(૧૬) માણસ દીઠ ૨ા શેર દૂધ ગણતાં મણમાંથી કેટલાં માણસ જમે? ૪૮ માણસ જમાડવા કેટલુ દૂધ જોઈએ?

(૧૭) અઢીશેરીઆ વડે ૫ મણ દૂધ માપ્યુ. તો કેટલી વાર માપવું પડયુ હશે?

(૧૮) પાઈની ૨ા શેર ભાજી મળે તો પૈસાની કેટલી?

(૧૯) શેરના રૂ. ૨ા બેસે તો મણનુ શુ?

(૨૦) રૂપીઆભાર એલચીના ૨ા આના બેસે તો શેરનુ શું?

(૨૧) ૨ા રૂપીઆના આના કેટલા? પાવલી? બેઆની? ઢબુ? પૈસા?

(૨૨) રૂ. ૦)- નું ૨ા શેર તો મણ કેમ પડે?

(૨૩) ૬ પૈસાનું ૧૫ શેર તો ૧ પૈસાનુ કેટલુ?

(૨૪) ૧૬ પૈસાનું ૪૦ શેર તો ૧ પૈસાનું કેટલું?

(૨૫) ૯ પૈસાનું ૨૨ાા શેર તો ૩૭ પૈસાનું?

(૨૬) ૨૫ પૈસાનું ૬રાા શેર તો ૯૨ પૈસાનું ?

(૨૭) રૂપીઆનાં ૧૬ કેળાં મળે તો ૨ાા રૂપીઆના કેટલાં આવે ?

(૨૮) એક ચાકરે મણ ઘીના ઘાડવામાથી ગો૮ ૨ાા શેર ચોર્યા કીધુ. તો કેટલે દિવસ તેમાં કંઈ નહિ રહે ?

(૨૯) મારી પાસે ૧૪૪ પેન છે. છોકરા દીઠ ૨ાા અઢી પેન આપુ તો મારી પાસે કેટલી વધશે ?

---

## પરચુરણ દાખલા.

(૧) એક માણુસ પાસે ૨૪૫ પુસ્તક હતા તેમાથી ૨૭ પુસ્તક વેચાયા તો બાકી કેટલા રહ્યા ?

(૨) મારી પાસે ૧૮૭ રૂપીઆ હતા. તેમાથી મેં એક માણસને ૨૫ રૂપીઆ આપ્યા, પરંતુ તરતજ બીજા માણુસ પાસેથી ૨૮ રૂપીઆ મને મળ્યા તો મારી પાસે કેટલા થયા ?

(૩) ૧૬૭ + ૨૦ – ૨૭ એટલે કેટલા ?

(૪) એક નિશાળમા ૩૫૨ છોકરા ભણુતા હતા આ માસમા તેમાથી ૧૮ છોકરા ઉઠી ગયા અને ૨૬ વિદ્યાર્થી નવા આવ્યા તો માસ આખરે કેટલા રહ્યા ?

(૫) એક ટોપલીમાં ૧૪૫ નારંગી હતી તેમાથી ૨૩ નારગી બગડી જવાથી ફેંકી દીધી. બાકી કેટલી રહી ?

(૬) એક નારંગી વેચનારે ૧ આનાની એક પ્રમાણે નારગી વેચી. તેને રૂ. ૨)≡ ઉપજ્યા હતા અને ૧૫

નારંગી વધી હતી પ્રથમ કેટલી હશે ?

(૭) ટોપીની કિંમત ૫ રૂ. અને પાઘડીની ૧૫ રૂ છે એક માણસે ૮ ટોપી ને ૮ પાઘડી લીધી. શું એકું હશે ?

(૮) પંદર પંદર રૂપીઆની ૪ ઢગલીમાં આઠ આઠ રૂપીઆની ૩ ઢગલી જોડીએ તો કેટલા રૂપીઆ થાય ?

(૯) એક પેટીમાં ૮ દાબડીઓ છે દરેક દાબડીમા આઠ આઠ રૂપીઆ અને આઠ આઠ પૈસા છે. બધા મળીને કેટલા રૂપીઆ હશે ?

(૧૦) દરેક માણસને ૧ા રૂપીઓ એમ ૪૨ માણસને આપતાં મારી પાસે ૭ રૂપીઆ વધ્યા તો કેટલા રૂપીઆ પ્રથમ હશે ?

(૧૧) બે આંકડાની મોટામાં મોટી સંખ્યામાથી એક આકડાની મોટામાં મોટી સંખ્યા બાદ કરો. બાકી શું રહેશે ?

(૧૨) મારી પાસે રૂ. ૮–૧૨–૦ છે. તે હું ૨૮ માણસને વહેંચી આપું તો દરેકને ભાગ શું આવશે ?

(૧૩) મેં ૯ આનાની ૧૫ શેર પાપડી લીધી તો મણ કેમ પડી ?

(૧૪) ૨ાા રૂપીઆમાંથી ૭ાા આના બાદ કરો

(૧૫) પાવલાના ૫ લોંગુ મળે તો ૧૫ અડધાનાં કેટલા આવે ?

(૧૬) એક રૂપીઆનું ૧ાા શેર ઘી મળે છે. મેં એ લેખે ૧ મણ ને ૦ાા શેર ઘી લીધું, તો કેટલા રૂપીઆ આપવા પડશે ?

(૧૭) આઠ વાર ૧૯ માંથી ૬ વાર ૧૪ બાદ કર્યા પછી શું ઉમેરીએ તો પૂરા ૧૦૦ થાય ?

(૧૮) મે આનાનાં ૬ લેખે એક રૂપીઆનાં જામફળ લીધાં, અને મારા ભાઈએ ૨ પાઈનુ એક એ લેખે રૂપીઆના લીધાં; તો કોને કેટલા વધારે ઓછાં આવશે ?

(૧૯) એક રાજાને ત્યાં ૩૫ ઘોડા ને ૮૨ ગાય છે. ઘોડાને રોજ ૪ શેર ને ગાયને ૨ાા ચંદી આપીએ તો દર-રોજ કેટલી ચંદી વરે ?

(૨૦) એક ચોપડી ને એક સ્લેટના મળી મેં ૮ા આના આપ્યા. સ્લેટની કિંમત ૩ાા આના હોય તો ચોપ-ડીની કિંમત શી ?

(૨૧) મારા અને ચીમનના પૈસા મળીને ૧ રૂ. થાય છે. મારી પાસે ચીમન કરતાં ૨ આના વધારે હોય તો ચીમન પાસે શુ હશે ?

(૨૨) નીચેની રકમનો જવાબ કાઢો.
૧૬૫ + ૨૯ – ૧૮ + ૩૭ – ૧૫ – ૨૮ + ૩૨.

(૨૩) એવી કઈ રકમ છે કે તેમાંથી ૨ાા રૂ. કાઢી લઈએ તો બાકી ૧૦૨ાા રૂ. રહે ?

(૨૪) મારી પાસે કેટલુંક ઘી હતું. તેમાં મેં શેર ૦ાા ઉમેર્યું તો બરાબર ૧ા મણ થયુ, તો પહેલાં કેટલુ હશે ?

(૨૫) મારી ઉમર હાલ ૮૫ વર્ષની છે તો ૩૯ વર્ષ પહેલાં મને કેટલાં વર્ષ થયાં હશે ?

(૨૬) મારી પાસે ૪૭ રૂપીઆ છે. બીજા કેટલા હોય તો ૨૧૯ રૂ. થાય ?

(૨૭) ૫૨ રૂ. ને ૫૨ આનામાં શો તફાવત છે ?

(૨૮) અમદાવાદથી સુરત ૧૯૬ માઇલ હોય તો રોજ ૮

માઇલ લેખે ચાલતો મુસાફર ત્યાં કેટલે દિવસે પહોંચશે ?

(૨૯) રૂ. ૧-૪-૯ ની પાઈઓ કેટલી ?

(૩૦) એક ભિખારીને ૬ પાઈ આપીએ તો ૧૪ આનામાંથી કેટલા ભિખારીઓને અપાય ?

(૩૧) ૧૮ ને ૨ વડે ગુણો, જવાબને ૬ વડે ભાગો, જવાબને ૯ ગણો કરો. હવે એ જવાબમાં શું ઉમેરીએ તો ૮૦ થાય ?

(૩૨) એક છોકરાના ગજવામાં ૧ાા રૂપીઆના પૈસા હતા, ગજવું ફાટેલું હોવાથી તેમાંના કેટલાક રસ્તામાં પડી ગયા. તપાસ કરતાં ફકત ૪ાા આનાના પૈસા નીકળ્યા, તો પડી કેટલા ગએલા ?

(૩૩) કોઈ સંખ્યામાં હું ૩૫ ઉમેરીને તેમાંથી ૨ાા અઢી જેવડા ભાગ કરૂં છું તો ૬૪ ભાગ થાય છે, તો તે સંખ્યા કઈ ?

(૩૪) ૧ મણ ૩ શેરના પાશેરા કેટલા ?

(૩૫) રૂ. ૯ ને ૧૨ આનાના આના કેટલા ?

(૩૬) ૬ પાવલી, ૩ બેઆની, ને ૫ આનીની મળી પાઈઓ કેટલી થાય ?

(૩૭) ૧ાા મણનાં નવટાંકાં કેટલાં ?

(૩૮) દોઢ આનાની એક લેખે ૬૨ નારંગી અને ૦ાાા આનાની એક લેખે ૫૪ કેરી લીધી. કુલ કેટલું ખર્ચ થયું હશે ?

(૩૯) ૨૨ આની, ૧૭ બેઆની, ને ૯ પાવલીના રૂપીઆ કેટલા થાય ?

(૪૦) ૯ રૂપીઆના પૈસામાંથી ૯ નવ પૈસા જેવડા કેટલા ભાગ થાય?

(૪૧) ૬ પૈસાનુ ૪૮ શેર તો ૧૪ પૈસાનું કેટલુ?

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| (૪૨) | ૧૮ | „ | ૧૨૬ | „ | ૨૯ | „ |
| (૪૩) | ૧૦ | „ | ૭॥ | „ | ૪૮ | „ |
| (૪૪) | ૨૩ | „ | ૧૬૮ | „ | ૧૯ | „ |
| (૪૫) | ૧૭ | „ | ૪૨॥ | „ | ૬૨ | „ |
| (૪૬) | ૮ | „ | ૧૨ | „ | ૩૯ | „ |
| (૪૭) | ૨॥ | „ | ૩॥। | „ | ૬॥ | „ |
| (૪૮) | ૨૯ | „ | ૩૬। | „ | ૭૫ | „ |
| (૪૯) | ૧૦ | „ | ૮ | „ | ૬૩॥। | „ |
| (૫૦) | ૨૭ | „ | ૬॥। | „ | ૭૨ | „ |
| (૫૧) | ૦। | „ | ૦॥ | „ | ૧૨॥ | „ |
| (૫૨) | ૯૮ | „ | ૧૧૭॥ | „ | ૧૭ | „ |
| (૫૩) | ૧૨ | „ | ૨૦ | „ | ૧૯॥ | „ |
| (૫૪) | ૧૩॥। | „ | ૧૬॥ | „ | ૮॥। | „ |
| (૫૫) | ૩૦ | „ | ૨૫ | „ | ૪૦॥ | „ |
| (૫૬) | ૧૩॥ | „ | ૨૨॥ | „ | ૧૨॥ શેરનુ શુ? | |
| (૫૭) | ૮॥। | „ | ૫। | „ | ૧૨ | „ |
| (૫૮) | ૯૪॥ | „ | ૪૭। | „ | ૪૨॥ | „ |
| (૫૯) | ૧૫ | „ | ૪॥ | „ | ૭॥ | „ |
| (૬૦) | ૨। | „ | ૬॥। | „ | ૧૮। | „ |

